# 1 બજારમાં



## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) ચિત્રમાં દર્શાવેલી બાબતોમાંથી ખરેખર કોને સૌથી વધુ મહત્ત્વ આપવું જોઈએ ? ☐

(ક) અકસ્માતને (ખ) ખરીદીને (ગ) ફરવાને (ઘ) ખાવાપીવાને

(2) તાત્કાલિક સારવાર માટે 108 નંબરની વાન બોલાવવા માટે કયા નંબર પર ફોન કરવો જોઈએ ? ☐

(ક) 100 (ખ) 105 (ગ) 108 (ઘ) 111

**2. નીચેના પ્રશ્નોના એક-એક વાક્યમાં ઉત્તર આપો :**

(1) ચિત્રમાં કયાંકયાં વાહનો દેખાય છે ?

(2) ચિત્રમાં શાનીશાની દુકાન દેખાય છે ?

(3) ચિત્રમાં કેટલાં વૃક્ષો દેખાય છે ?

## સ્વાધ્યાય

**1. ચિત્રનું અવલોકન કરી નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) ચિત્રમાં શું શું દેખાય છે તેની યાદી તૈયાર કરો.

(2) ટૅન્કરની પાછળ ઊભેલી વ્યક્તિ કોને ફોન કરી રહી હશે ?

(3) ચિત્રમાં દૃશ્યમાન વાહનોનો ઉપયોગ જણાવો.

(4) હેલ્મેટ પહેરનારને અકસ્માતમાં શો ફાયદો થયો ?

(5) શહેરમાં કઈ કઈ નાગરિક સુવિધાઓ ઉપલબ્ધ છે ?

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર વિચારીને તમારા શબ્દોમાં લખો :**

(1) ચિત્રમાં દૃશ્યમાન આનંદ પ્રોવિઝન સ્ટોરમાં કઈ કઈ વસ્તુઓ મળતી હશે ?

(2) અકસ્માત સ્થળે ભેગા થયેલા લોકો શી વાતચીત કરતા હશે ?

(3) તમારા મતે કયા કારણે અકસ્માત થયો હશે ?

(4) વાહન ચલાવતી વખતે કઈ કઈ સાવધાની રાખવી જોઈએ ?

(5) અકસ્માત સ્થળે 108 કેવી રીતે પહોંચી હશે ?

(6) જો બસસ્ટેશન ન હોય તો લોકોને શી અડચણ પડે ?

(7) કમ્પ્યૂટર-સેન્ટરની મુલાકાત લઈ તેનું વર્ણન કરો.

(8) રાત્રે 12 કલાકથી પેટ્રોલની કિંમતમાં વધારાનો અમલ થનાર છે, પેટ્રોલપંપ પર કેવું દૃશ્ય હશે ?

**પ્રવૃત્તિ**

- જૂનાં પુસ્તકો, સામયિકો કે વર્તમનપત્રોમાંથી રંગીન ચિત્રોનાં કટિંગ્ઝ મેળવી સંગ્રહપોથી બનાવો અને તે ચિત્રો પરથી પ્રશ્નોત્તરી તૈયાર કરો.